# નિર્વિઘ્ન-માર્ગ.



મોતીલાલ.

## આત્યંતિક મોક્ષ.

તેમા પણ અમને એમ વિચાર થયો જે "સત્તારૂપે રહેવુ તેથી પણ ભગવાનને ભગવાનના ભક્ત ભેળે દેહ ધરીને રહેવુ એ શ્રેષ્ઠ છે" માટે અમને બીક લાગે છે જે રખે સત્તારૂપે રહિયે ને પાછો દેહ ન ધરાય માટે દેહ ધરીને ભગવાનને ભગવાનના ભક્તની ભેળે રહીયે ને તેને અર્થે જે સેવા બની આવે એજ અતિશય શ્રેષ્ઠ સાધન છે મ૦ ૬૩

અમારે તો ભગવાનનો રાજીપો થયા સારૂ જન્મોજન્મ ભગવાનના ભક્તનીજ સેવા કરવી છે અને જેમ અમારો નિશ્ચય છે તેમજ તમારે પણ નિશ્ચય કરવો

મ૦ ૨૮

## સેવાની પ્રાપ્તિનાં સાધન.

શ્રદ્ધા, સ્વધર્મ, વૈરાગ્ય, સર્વ પ્રકારે ઇંદ્રિયોનો નિગ્રહ, અહિંસા, બ્રહ્મચર્ય, સાધુનો સમાગમ, આત્મનિષ્ઠા, મહાત્મ્ય જ્ઞાને જુક્ત એવી જે ભગવાનની નિશ્ચળભક્તિ, સતોષ, નિર્દંભપણું, દયા, તપ, પોતાથી ગુણે કરીને મોટા જે ભગવાનના ભક્ત તેમને વિષે ગુરૂભાવ રાખીને તેમને બહુ પ્રકારે માનવા, પોતાને બરોબરીયા જે ભગવાનના ભક્ત તેમને વિષે મીત્રભાવ રાખવો, પોતાથી ઉતરતા જે ભગવાનના ભક્ત તેમને વિષે શિષ્યભાવ રાખીને તેમનુ હિત કરવુ, છે૦ ૨૪

## શુદ્ધ ઉપાસના.

શ્રીકૃષ્ણ નારાયણના અવતાર પૃથ્વીને વિષે પ્રગટ ન હોય તો તેની જે પ્રતિમા તેની પુજા મને કરીને તથા દેહે કરીને ચદન પુષ્પ તુલસી આદિક સામગ્રી વતે કરવી. પણ ભગવાન વીના બીજા દેવની ઉપાસના ન કરવી. બીજું જે સાધુ સિદ્ધ ગતીને પામ્યા હોય ને સમાધિ નિષ્ટ હોય તેનુ પણ ધ્યાન ન કરવુ (અને શુષ્ક વેદાતિ તથા તેમના ગ્રન્થોનો પ્રસંગ સર્વ પ્રકારે ન કરવો.) મ૦ ૨૯

## અલૌકિક દર્શન.

પરમેશ્વરના જ્યારે દર્શન કરવાં ત્યારે મને સહિત દૃષ્ટિને એકાગ્ર રાખીને કરવા એક દૃષ્ટિયે કરીને મૂર્તિને જોતે જવુ ને દૃષ્ટિ પલટિને અતરમા તેવીને તેવી તે મૂર્તિને ઉતારવી જેમ ધર્મપુરમા કુશળ કુવરબાઈ દૃષ્ટિ પલટાવીને મૂર્તિને અતરમા ઉતારતા તેમ દર્શન તો મને જુક્ત દૃષ્ટિને એકાગ્ર રાખીને કરવા પણ જેમ બીજાં દર્શન કરે છે તેમ ન કરવા...ફાટેલ નેત્રની વૃત્તિએ કરીને જે જે રૂપ જોયું હોય તે સર્વે ભજન કરતા સાભરી આવે છે...માટે દર્શન તો એક પરમેશ્વરનાજ કરવા સા૦ ૨

## આત્મસત્તારૂપે.

જેટલા ગૃહસ્થ હરિભક્ત છે તેમને ગૃહસ્થનાધર્મપ્રમાણે વર્તવુ. ત્યાગી છે તેમને ત્યાગીના ધર્મપ્રમાણે વર્તવુ અને જેટલી બાઇયુ હરિભક્ત છે તેમને બાઇયુંના ધર્મ પ્રમાણે વર્તવુ. શામાટે જે પરમેશ્વરના કહેલ જે ધર્મ તે પ્રમાણે જ ગ્રન્થમા લખ્યુ હોય તેમાં કોઈ રીતે બાધ આવે એવુ ન હોય ને સુખે પળે એવુ હોય જો તે થકી ઓછુ વર્તે તો પણ સુખ ન થાય અને અધકુ વર્તે તોપણ સુખ ન થાય માટે આજ્ઞાને વિષે વર્તે છે એજ આત્મ સત્તારૂપે વર્તે છે. મ૦ ૫૧

## નાહાર ન થવું.

જીવને વિષે તો એકે કુલક્ષણ છે નહિ. એતો જીવે મૂર્ખાઇએ કરીને પોતાને વિષે માની લીધા છે માટે જેને પરમપદ પામવા ઇચ્છવુ તેને કાઇક પોતાને વિષે પુરૂષાતન રાખવુ પણ છેક નાદાર થઇ ને બેસવુ નહિ જે પ્રકારે પોતાના ઇંદ્રિયુ ને અત કરણ તે સર્વે પોતાના હુકમમાં વર્તે એવો ઉપાય કરવો મ૦ ૧૨

ભગવાન તો મારા જીવના શરીરી છે અને પોતાના જીવાત્માને સ્થૂળ સૂક્ષ્મ ને કારણ એ ત્રણ શરીર થકી પ્રથકમાને અને તેને વિષે અખડ ભગવાન વિરાજમાન છે એમ સમઝે તો તે સત થકી ભગવાન તથા ભગવાનના ધામ અણુમાત્ર છેટે નથી.
સા૦ ૧૦

## ગુણ ઓળખવા.

ભજનના કરનારાને ગુણ ઓળખવા ને જે સમે સત્વગુણુ વર્તતો હોય તે સમે ભગવાનની મુર્તિનુ ધ્યાન કરવુ અને તમોગુણુ જ્યારે વર્તે ત્યારે કશો ઘાટ થાય નહિ ને શુન્ય સરખુ વર્તે તેમા પણ ભગવાનનુ ધ્યાન ન કરવુ અને જ્યારે રજોગુણ વર્તતો હોય ત્યારે ઘાટ સકલ્પ ઘણુ થાય માટે તે સમે ભગવાનનુ ધ્યાન કરવુ નહિ. પ્ર૦ ૩૨

## અષ્ટાંગયોગ.

જો ચિત્ત નિર્વાસનિક થઇને ભગવાનને વિષે જોડાય છે તોતે ચિત્તને નિરોધે કરીને પ્રાણનો નિરોધ થાય છે માટે જેમ અષ્ટાગ યોગ સાધવે કરીને ચિત્તનો નિરોધ થાય છે તેમ ભગવાનના સ્વરૂપને વિષે જોડાવે કરીને ચિત્તનો નિરોધ થાય છે માટે જે ભક્તની ચિત્ત વૃત્તિ ભગવાનના સ્વરૂપને વિષે જોડાણી તેને અષ્ટાગયોગ વગર સાધે સધાઇ રહ્યો પ્ર૦ ૨૫

ભગવાન્ સબન્ધિ ક્રિયાઓ હોય એ સર્વે અંતરદૃષ્ટિ છે અને એ સર્વે જ્ઞાન યજ્ઞ થાય છે અને ભગવાનની મૂર્તિને અતરમા ધારિને તેનુ પૂજન વદનાદિક કરવુ તે પણ અતરદૃષ્ટિ છે મ૦ ૮

## પ્રકાશમાન જુવેછે.

એ જીવ માયાને આધીન થકો પરવશ થઇને તો સ્વપન ને સુષુપ્તિ અવસ્થામા અતરદૃષ્ટિ કરિને જાય છે પણ પોતે પોતાને જાણે કોઈ દિવસ પોતાના સ્વરૂપને જોવાને અતરદૃષ્ટિ કરતો નથી અને જે ભગવાનના પ્રતાપને વિચારીને અતરદૃષ્ટિ કરે છે તેતો પોતાના સ્વરૂપને અતિશય ઉજ્વલ પ્રકાશમાન જુવે છે અને તે પ્રકાશને મધે પ્રત્યક્ષ એવા જે પુરૂષોત્તમ ભગવાન તેની મુર્તિને જુવે છે માટે ભગવાનના ભક્તને જેટલી કસર રહે છે તેતો પોતાની આળસે કરીને રહે છે પ્ર૦ ૨૦

## ગરીબનો બેલી.

જે ગરીબને કલ્પાવે તેનુ તો કોઇ રીતે રૂડુજ થાય નહિ, મહાભારતમા ભીષ્મ પિતાયે રાજા યુધિષ્ઠિરને કહ્યુ છે જે જોતુ ગરીબને કલ્પાવીશ તો તુ તારા વશે સહીત બળીને ભસ્મ થઈ જઇશ પ્ર૦ ૭૧

અમથી તો જો એક ગરીબ પણ દુભાણો હોય તો અમારા અતરમા એવો વિચાર આવે છે જે ભગવાન સર્વ અતર્યામી છે માટે જેને અમે દુભાવ્યો તેનાજ અતરમા વિરાજમાન હશે ત્યારે અમે ભગવાનનો અપરાધ કર્યો એમ જાણીને તેને પગે લાગીયે ને તેને કાંઇક જોઇતુ હોય તે આપીયે પણ જે પ્રકારે તે રાજી થાય તેમ કરીયે છીયે. પ્ર૦ ૨૭

## અંગ ઓળખવું.

સર્વે ગ્રંથમા પણ અનેક પ્રકારનાં પ્રકરણ છે તે સર્વે પ્રકરણે કરીને ભગવાનને પામ્યા જે ભક્ત તેમના અગ કહ્યા છે માટે એ સર્વે ગ્રહણ કરવા યોગ્ય છે પણ સર્વ પ્રકરણમાથી જે પ્રકરણ પોતાના અગમા મળતુ આવતુ હોય તેને ગ્રહણ કરવુ ને બીજાનો ત્યાગ કરવો ને એમ જાણવુ જે એ છે તો સાચુ પણ એ બીજા ભક્તને અર્થે છે પણ મારે અર્થે નથી લો૦ ૮

## ઝગડાનું મૂલ.

દ્રવ્યાદિકનો લોભ, સ્ત્રીને વિષે એઠા ઉઠ્યાની વાસના, રસને વિષે જીહ્વાની આશક્તી, દેહાભીમાન, કુસંગીમા હેત રહી જાય તથા સબંધીમા હેત હોય, એ છ વાના જેને હોય તેને કોઇ દિવસે જીવતે ને મરીને પણ સુખ તો ક્યારેય થાય જ નહિ છે. ૩૮

ભગવાનથી જે વિમુખ જીવ હોય તેને જે સુખ દુખ આવે છે તે તો પોતાના કર્મે કરીને આવે છે અને ભગવાનના ભક્ત હોય તેને જેટલુ દુ ખ થાય છે તે તુચ્છ પદાર્થને અર્થે ભગવાનની આજ્ઞા લોપવે કરીને થાય છે. પ્ર૦ ૩૪

## નિષ્કામી વર્તમાન.

અમે જે દિવસ થકી પ્રગટ થયા છીએ તે દિવસ થકી નિષ્કામી વર્તમાનનેજ અતિશય દૃઢ કરતા આવ્યા છીયે. સભા બેઠી હોય ત્યા કોઇક સ્ત્રી અથવા પુરૂષ તેને જોયામા ફેર પડે ત્યારે એ ગમે તેટલી જુક્તી કરીને સતાડે તો પણ અમને જણાયા વિના રહેજ નહિ. ત્યારે અમારે તે મનુષ્ય ઉપર અતિશય કુરાજીપો થઈ જાય છે, અને અમારૂં મુખ પણ શ્યામળુ થઈ જાય છે અને તેનુ દુખ તો અતિશય લાગે છે

## નિર્લોભી વર્તમાન.

જે ત્યાગી થઇને સારાં સારાં જે વસ્ત્રાદિ પદાર્થ તેને ભેળા કરી રાખે અને તેની તૃષ્ણા પણ ઘણી રાખે અને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ તેને વિષે પ્રીતિયે રહીત હોય, એ પાપી છે જે ત્યાગી હોય તેને તો કચરો ને કચન બેય બરાબર હોય.

પ્ર૦ ૩૬

## નિ:સ્નેહ વર્તમાન.

જેમ મનુષ્યને સુવા ટાણે પથારીમાં સુવાર્યો હોય ત્યારે તે મનુષ્યમાથી સઉને પોતાના સ્વાર્થની વાસના ટળી જાય છે અને તે મરનારાને પણ સસાર થકી મન ઉદાસ થઇ જાય છે, તેમનુ તેમ અમારે પોતાની કોરનું અને બીજાની કોરનુ અત અવસ્થા જેવુ સદાય વર્તે છે ભગવાનની ભક્તિ વિનાતો અમે સર્વે પદાર્થમાથી ઉદાસી છીએ જેમ કોઇક મોટો રાજા હોય ને તેને એકજ દિકરો હોય અને તે રાજા સાઠ-સીતેર વર્ષનો થાય ને પછી તેનો દિકરો મરી જાય ત્યારે તે રાજાનુ મન સર્વ પદા-ર્થમાથી ઉદાસ થઈ જાય તેમ... મ૦ ૫૫

## નિર્માન વર્તમાન.

જ્ઞાન, વૈરાગ્ય ને ભક્તી તેના માનમા અટટ રહે તો જેવા નિર્માની ભક્તમા મોટા ગુણ આવે તેવા મોટા ગુણ તેમા ન આવે. જેમ બાળક હોય તે દિવસ કાઇ માનનો ઘાટ સકલ્પ હોય નહિ તેમજ સાધુને તો ગમે તેટલી પૂજા પ્રતિષ્ટા થાતી હોય પણ બાળકની પેઠ માન રહીત વર્તવુ. ને અભિમાન તો દેહાત્મ બુદ્ધિનેજ દૃઢ કરાવે પ્ર૦ ૫૬

દેહાભીમાન રૂપ દોષ છે તેમા સર્વે દોષ રહ્યા છે લો૦ ૬

## નિ:સ્વાદ વર્તમાન,

એ સર્વે ઇંદ્રિયો છે તેમાથી એકને પરિપકવ જીતે તો સર્વે ઇંદ્રિયો જીતાય; એવી એક કેવી ઇંદ્રિય છે ? તારે તેનો ઉત્તર પણ પોતેજ કર્યો જે એક જીહ્વાને પરિપકવ જીતે તો બીજી સર્વે ઇંદ્રિયો જીતાય છે અને જીહ્વા ઇંદ્રિને જીતવી હોય તો જે વસ્તુ જીભને ગમતી હોય તે વસ્તુ ન આપવી ને અહાર જુક્ત કરવો તો જીહ્વાની ચચળતા ટળે. લો૦ ૮

અહારજો શુદ્ધ કરશો તો અત ક-રણ શુદ્ધ થશે અને અંત કરણ શુદ્ધ થશે તો અખડ ભગવાનની સ્મૃતિ રહેશે પ્ર૦ ૧૮

## સાધુ.

દેહ તથા દેહના સબન્ધિને વિષે અહંમમત્વનો ત્યાગ કરીને, પોતાના આત્માને બ્રહ્મરૂપ માનીને, સર્વ વાસનાનો ત્યાગ કરીને સ્વધર્મમા રહ્યો થકો, જે ભગવાનને ભજે છે તે સાધુ કહેવાય છે.

પ્ર૦ ૪૪

કામક્રોધ, લોભાદિક શત્રુનુ બળ હોય તો પણ ભગવાનને રાજી કર્યા સારૂ તેનો ત્યાગ કરે ત્યારે જ એ પાકો સાધુ કહેવાય

મ૦ ૩૩

શરીરનુ દમન ને વિચાર એ બે જેને હોય તે મોટો સાધુ છે.

કા૦ ૪

## અવગુણ લેવો.

પરમેશ્વરની બાધેલી જે પચ વર્તમાનની મર્યાદા તેમાથી કાઈક વર્તમાનનો તે સાધુ ભંગ કરે તો તેનો અવગુણ લેવો
પ્ર૦ ૫૩

## કેવો અવગુણ ન લેવો.

ખાતા પીતા પણ આવડતું નથી અને ઓઢતા પહેરતા પણ આવડતું નથી ને પરમેશ્વરે સુખ ઘણુ આપ્યુ છે તેને ભોગવતા પણ આવડતુ નથી અને કોઇકને આપે છે તે પણ વિવેક વિનાનુ આપે છે. ( એવો અવગુણ ન લેવો. ) પ્ર૦ ૬૭

## મોટા પુરૂષ.

જેને મનમા ભગવાનના ઘાટ થાતા હોય ને જગતના ઘાટ ન થાતા હોય તે આપણા સત્સગમા મોટેરો છે પ્ર૦ ૩૮

જે આખ્યુ કાઢીને પોતાથી ગરીબ હોય તેને બીવરાવે છે ને મનમા જાણે છે જે હુ મોટો થયો છુ પણ એ મોટો નથી અથવા સિદ્ધાઇ દેખાડીને લોકોને ડરાવે છે એવા જે જગતમા જીવ છે તે ભગવાનના ભક્ત નથી એતો માયાના જીવ છે ને યમપુરીના અધીકારી છે એવાની મોટયપ છે તે સસારના માર્ગમા છે. પ્ર૦ ૨૭

## ધર્મ-મર્યાદા.

જેને કલ્યાણનો ખપ હોય એવા જે પુરૂષ તેને એવા સતની સેવા કરવી અને સાધુ ગુણે જુક્ત જે બાઈ તેની સેવા બાઇને કરવી બાઇયુ હરિભક્ત છે તેનુ મહાત્મ તો ઝાઝુ સમઝવુ નહિ. તેમજ બાઇયુ એ ભાઈયુનુ મહાત્મ પણ સમપણે સમજવુ અને જો એમ ન સમઝે તો બાઈયુ ને પણ મોટુ વિઘ્ન છે છે. ૨૪

ભગવાનની મૂર્તિનો આશ્રય હોય ને ભગવાનના ચરિત્રને ગાતો સાભળતો હોય ને ભગવાનનુ નામસ્મરણ કરતો હોય ને જો તેમા ધર્મ ન હોય તો માથે પાણો લઇને સમુદ્રને તરવાને ઇચ્છે એવો જાણવો ને તેને ચડાળ જેવો જાણવો. મ૦ ૩૫

## અનાદિમુક્તો.

ગોપાળાનંદ સ્વામી અને મુક્તાનંદ સ્વામી જેવા સમર્થને પણ શ્રીજી કહે છે. કેમ જે એ એવા મોટા છે તો પણ જો એમને માનનો બહુ જોગ થાય તથા રૂપીઆને સોના મહોરના ઢગલા આગળ આવીને પડવા લાગે તથા રૂપવાન એવી સ્ત્રીયું તેનો જોગ થાય તો એ ત્યાગી છે તોય પણ એને કરીને એમનુ ઠેકાણુ રહે નહિ અને જો એવો યોગ થાય તો આજ આપણા ત્યાગીમા જે અતિ ઉતરતો હશે તે જેવા પણ રહે કે ન રહે એમા પણ સશય છે કેમ જે એ પદાર્થનો યોગજ એવો છે. છે૦ ૩૩

## ભગવાનનું સ્વરૂપ.

ભગવાનનુ જે સ્વરૂપ તેનું જ્ઞાન કહીયે છીયે જે ભગવાનનો જે આકાર તેવો આકાર બીજા દેવ મનુષ્યાદિક જે પ્રકૃતિમાથી આકાર થયા છે તે કોઇ નથી ભગવાન વિના બીજા સર્વેને કાળ ભક્ષણ કરી જાય છે ને ભગવાનના સ્વરૂપને વિષે કાળનું સામર્થ્યપણુ ચાલતું નથી એવા એ ભગવાન છે. ને ભગવાન જેવા તો એક ભગવાવાન જ છે બીજો કોઇ નથી

## આકારે થાય છે.

ભગવાનના સાધર્મ્યપણાને પામ્યા એવા જે ભગવાનના ધામમા ભક્ત છે તેનો આકાર ભગવાનના જેવો છે તો પણ તે પુરૂષ છે ને ભગવાન પુરૂષોતમ છે ને તે સર્વમા શ્રેષ્ઠ છે છે૦ ૩૭

## ભગવાન સર્વેમાં છે.

શ્રીજી ચિત્ત કેવડુ છે ?

નિત્યા ચિત્ત તો અલ્પ છે

શ્રીજી ચિત્તમા આકૃતિઓ રહિ છે તે કેવડી મોટિયો છે ?

નિત્યા ચિત્તમા તો બધુ બ્રહ્માંડ જણાય છે ?

શ્રીજી એ ચિત્ત નિર્મળ છે માટે જેમ દર્પણને વિષે બધી સભા જણાય છે તેમ ચિત્તને વિષે સર્વે આકૃતિયો જણાય છે એમ એ જીવ છે તે અતિ નિર્મળ છે માટે જીવને વિદે ભગવાન જણાય છે ને ભગવાન અતિશે નિર્મળ છે, માટે તે ભગવાનને વિષે સર્વ વિશ્વ જણાય છે. એવી રીતે વિશ્વ ભગવાનમા રહ્યુ છે ને વિશ્વમા ભગવાન રહ્યા છે.

કા૦ ૪

## શુષ્ક વચનામૃતિ.

ગોપાળાનદસ્વામી, મુક્તાનંદસ્વામી, શુકમુની તેમની જેવી સામર્થિ છે ને જેવું જ્ઞાન છે તેના કોટિમા ભાગની પણ એ શુષ્ક વચનામૃતિને વિષે સામર્થિ પણ નથી ને જ્ઞાન પણ નથી તોપણ પરમેશ્વર શ્રીહરિ તેમની આધેલી જે શિક્ષાપત્રી તેના સામાવાડિયા થઇને બેઠા છે (મ૦ ૧૮ આધારે)

આવી જે પરમેશ્વરની ઉપાસના તેનો ત્યાગ કરીને જે મિથ્યાજ્ઞાની થાય છે અને એમ જાણે છે જે અમેજ ભગવાન છીયે તે મહાદુષ્ટ છે મ૦ ૧૯

## સત્પુરૂષ તથા અસત્પુરૂષ.

સત્પુરૂષ એવી સમઝણનુ ગ્રહણ કરે છે જે એક પુરૂષોતમ નારાયણ વીના બીજા જે શીવ બ્રહ્માદિક દેવતા તેનુ જે ધ્યાન મોક્ષને ઇચ્છતો હોય તેને કરવુ નહિ

અસત્પુરૂષની એમ સમઝણ છે જે સર્વે આકૃતિયુ તે નારાયણની જ છે તે સારૂ જે મુમુક્ષુકલ્યાણને ઇચ્છતો હોય તેને પ્રથમ પોતાનુ મન વશ કરવુ તે મન જેતે સ્રીયુ તથા પુરૂષરૂપ એવી ઉત્તમ નીચ જે જે આકૃતિયુ તેને વિષે આશક્ત થાય ત્યારે તેને તેજ આકૃતિનુ મનને વિષે ધ્યાન કરવુ તો એને સદ્ય સમાધિ થાય છે.

લો૦ ૧૧

(અમુક પુરૂષમા ભગવાન રહેલા છે એમ સમઝી તેનુ ધ્યાન કરવુ, એ અસત્પુ-રૂષની સમઝણ છે ને ભગવાનનુ ધ્યાન કરવુ એ સત્પુરૂષની સમઝણ છે.)

## પ્રત્યક્ષનો નિશ્ચય.

જેમ વ્રજના ગોપને આશ્ચર્ય રૂપ શ્રીકૃષ્ણ ભગવાનના ચરિત્ર દેખીને પ્રથમ તો દેવ ભાવ આવ્યો પછે ગર્ગાચાર્યના વચનને સાભળીને નારાયણનો ભાવ આવ્યો પછે એમ કહ્યુ જે તમે તો નારાયણ છો માટે અમને તમારૂ ધામ દેખાડો ત્યારે અક્ષર ધામ દેખાડ્યું લો૦ ૧૮

જેમ શ્રીકૃષ્ણ ભગવાનનું દર્શન કરીને ગોકુલવાસી સર્વેને સમાધિ થઈ હતી. અને ભગવાને તે સમાધિમા પોતાનુ ધામ દેખાડ્યુ હતુ તેવી રીતે જે જે સમયમા ભગવાનના અવતાર હોય તે તે સમયમા ભગવાનની મૂર્તિને વિષે એવો ચમત્કાર જરૂર હોય. વ૦ ૧૩

## અંતઃકરણમાં લડાઇ.

આ જીવના અત કરણમાં પણ જે કુસગીના રૂપ છે તે પચ વિષય રૂપ શસ્ત્ર બાધીને ઉભા છે અને વળી જે આ સતના રૂપ છે તે પણ ભગવાન સત્ય, જગત મિથ્યાને વિષય ખોટા એવા જે શબ્દ તે રૂપી શસ્ત્ર બાધીને ઉભા છે, ને એ બેને પરસ્પર લડાઇ થાય છે તે જ્યારે કુસગીનુ બળ થાય છે ત્યારે વિષય ભોગવ્યાની ઇચ્છા થઈ આવે છે ને જ્યારે આ સતનુ બળ થાય છે ત્યારે વિષય ભોગવ્યાની ઇચ્છા નથી થતી એમ પરસ્પર અત કરણમા લડાઇ થાય છે. પ્ર૦ ૭૦

